ટોમી ઉંગરર

# ક્રિક્ટર



ટોમી ઉંગરર

# ક્રિક્ટર





એક સમયે ફ્રાન્સના એક નાના શહેરમાં ..



.. એક વૃદ્ધ મહિલા રહેતી હતી જેનું નામ હતું
મદામ લુઈસ બોડોટ.



એનો એક દીરો હતો જે આફ્રિકામાં સરીસૃપો નું
અધ્યયન કરી રહ્યો હતો.

એક સવારે ટપાલી એને માટે એક વિચિત્ર
O-આકારનું ખોખું લઈ આવ્યો.

મદામ બોડોટે જ્યારે એને ખોલ્યું તો એણે ચીસ
પાડી. એ એક સાપ હતો જે એના દીકરાએ એના
જન્મદિવસ પર મોકલ્યો હતો.

એ સુનિશ્ચિત કરવા કે એ એક ઝેરી સાપ નથી, એ પ્રાણીસંગ્રહાલય ગઈ. એણે એને બોઆ કોન્સ્ટ્રીક્ટર તરીકે ઓળખ્યો. એટલે એણે એના જાનવરનું નામ ક્રિક્ટર રાખ્યું.

મદામ બોડોટે એના નવા પાળેલા જાનવર ની દેખભાળ કરી અને એને બાટલીથી દૂધ પીવડાવ્યું.



એ નાળિયેરીના વૃક્ષ લાવી જેનાથી ક્રિક્ટર ને ઘર જેવું લાગે. એણે ખુશ થઈને એની પૂંછડી હલાવી, જેમ કૂતરા ખુશ થાય ત્યારે કરતા હોય.





સારી રીતે ખવડાવવા-પિવડાવવાથી
ક્રિક્ટર લાંબો અને બળવાન થતો ગયો.



જયારે એની માલકણ ખરીદી કરવા જતી હતી, ત્યારે બોઆ પાછળ-પાછળ જતો હતો. બધા આશ્ચર્યચકિત થઈ જતા હતા.

મદામ બોડોટે એના પાળેલા જાનવર માટે ઠંડીના દિવસોમાં પહેરવા માટે એક લાંબુ ઊની સ્વેટર ગૂંથ્યું.





ક્રિક્ટર  પાસે એક ગરમ, આરામદાયક પથારી પણ હતી. ત્યાં એ
એના નાળિયેરીના વૃક્ષની નીચે ખુશીથી સ્વપ્ના જોતો હતો.



શિયાળામાં બરફમાં સરકવાની ક્રિક્ટર ને મજા આવતી હતી.








મદામ બોડોટ સ્થાનિક સ્કૂલમાં ભણાવતા હતા. એક દિવસ એણે ક્રિક્ટરને એના વર્ગમાં લઈ જવાનો ફેંસલો કર્યો.

થોડા સમયમાં ક્રિક્ટર વર્ણમાળાના અક્ષરોને એની રીતે આકાર આપવાનું શીખી ગયો.



જેમ સ્નેકમાં





જેમ એલીફંટમાં





જેમ નથિંગમાં





જેમ લાયનમાં





જેમ મેનમાં





જેમ ગ્લાસમાં





જેમ વ્હેલમાં



એ આકૃતિ બનાવીને ગણી પણ શકતો હતો.



તમારા બે હાથો માટે





ત્રણ નાના ડુક્કરો માટે





કૂતરાના ચાર પગ માટે





તમારી પાંચ આંગળીઓ માટે





એક કીટ ના છ પગ માટે





સાત વામન માટે





ઓક્ટોપસ ના આઠ સૂંઢ જેવા અવયવ માટે





બોઆને નાના છોકરાઓ સાથે રમત કરવી ગમતી હતી.

અને નાની છોકરીઓ સાથે પણ.



એણે બાલચર (બોય સ્કાઉટ) ને ગાંઠ શીખવામાં મદદ કરી.

ક્રિક્ટર એક મદદરૂપ થાય એવો
સાપ હતો.






એક દિવસ ફૂટપાથ પર બનેલા ઉપાહારગૃહમાં મદામ બોડોટેને બાજુના ટેબલ પર બેસેલા એના મિત્ર પાસેથી ખબર પડી કે શહેરમાં ઘણી ચોરી થઈ છે.



એ જ રાતે ચોર એના ઘરમાં ઘુસ્યો.

મદામ બોડોટેનું મોઢું બંધ કરીને એને ખુરસી સાથે બાંધવામાં આવ્યા હતા, ત્યાં વફાદાર બોઆ જાગી ગયો અને એણે ચોર પર હુમલો કર્યો. એ ચોરની ભયભીત ચીસો થી પાડોશી જાગી ગયા.



જ્યાં સુધી પોલીસ આવી નહીં, ત્યાં સુધી ક્રિક્ટર એને લપેટાયેલો રહ્યો.





એની બહાદુરી માટે પરાક્રમી સાપને સરસ ચંદ્રક આપવામાં આવ્યું.




ક્રિક્ટરે એક સ્થાનિક શિલ્પકારને પણ એના સન્માનમાં એક મૂર્તિ બનાવવામાં માટે પ્રેરિત કર્યો.




અને શહેરવાસીઓએ એના નામનો એક પાર્ક સમર્પિત કર્યો. આખા ગામનો પ્રેમ અને સન્માન પામવાવાળો ક્રિક્ટર એક લાંબુ અને ખુશહાલ જીવન જીવ્યો.



ક્રિક્ટર એક મદદગાર અને પ્રેમાળ બોઆ કોન્સ્ટ્રીક્ટર છે.

એની માલકણ, એક ગામની વૃદ્ધ સ્કૂલ શિક્ષિકા,

એને માટે એક લાંબુ, બહુ લાંબુ સ્વેટર ગૂંથે છે.

ક્રિક્ટર અક્ષર શીખે છે; બાળકો એની સાથે કૂદે છે અને ગાંઠ બાંધવાનું

શીખવા માટે એનો ઉપયોગ કરે છે.

એક રાતે આ શાંત ગૃહજીવનમાં ખલેલ પહોંચે છે. એક ચોર ઘરમાં ઘુસી આવે છે. પણ ક્રિક્ટરની તેજ બુદ્ધિ અને બહાદુરીથી બધા બચી જાય છે.